# નસીહતના બે બોલ.

રચનાર

મવલાના મોલવી હાફેઝ ગુલામ

મોહોમ્મદ બીન હાજી હાફેઝ સાદેક.

બીજી આવૃત્તિ—પ્રત ૧૦૦૦

છપાવી પ્રસિદ્ધ કરનાર

અનજુમને મોહયિલ ઇસલામ.

રાંદેર.

એમ. જે. પોસ્ટવાલાના સુરત "ઓદાબક્ષ"
પ્રેસમાં છાપ્યા.

શને ૧૩૧૪ હીજરી શને ૧૮૯૬ ઈસ્વી.

ટેજ મોકલવાથી રાંદેર મોહચિલ ઇસ્લામ તરફથી મફત મળશે.

દા૦ સિપાહી વાર્ડ મોટી જુમા મસ્જીદની પાસે.

# નસીહતના બે બોલ.

## શરૂ અલ્લાહના નામથી જે મોટો મેહેરબાન અને રહીમ છે.

એ ખુદાવંદ કરીમ ! આ શું થઈ પડયું કે હમારી આ ગફલતની આંખો ખુલતી નથી; આંખો છતાં આંધળા છીએ. અરે ! હમને કેમ સંભળાતું નથી; કાનો છતાં બેહેરા છીએ. એ પરવરદીગાર તું હમારા સર્વે પાપ માફ કર કે જેથી હમારૂં દિલ રોશન થાય અને તારી ખરા દિલથી પ્રાર્થના કરીએ અને તારા હબીબ હઝરત મોહમ્મદ સાહેબ (સલ્લલ્લાહો અલેહે વસલ્લેમ) તથા તેમના અસહાબો ઉપર દરૂદો સલામ મોકલીએ.

સાહેબો મારા દિલમાં એક વખતે એવો વિચાર ઉતપન્ન થયો કે અરે તું બીજી કોમોને માટે ચોપાનિયાં તથા નસીહતનામાં લખે છે પણ "પ્રથમ ખેશ બાદ દુરવેશ." તું આપણી કોમને હાલના કેટલાક બુરા રિવાજોથી બચવાને શા માટે નસીહત કરતો નથી ? ખુદા કરે ને તારી નસીહતોથી આપણી ઉંઘણસી કોમની આંખો ઉઘડે અને કંઇ અસર થાય અને એવી બુરાઈઓથી બચે, એવા વિચારથી આ એક નાનું ચોપાનિયું શને ૧૮૯૦માં તૈયાર કરી તેનું નામ **"નસીહતના બે બોલ"** રાખી આપણા લોકોના ફાયદાને માટે છપાવ્યું. પરંત તેની સર્વે નકલો જલદી ખપી જવાથી હાલમાં મારા કેટલાક મિત્રોની ભલામણથી કેટલાક અગત્યના સુધારા વધારા સાથે ફરી છપાવવામાં આવ્યું છે, અને મને પૂર ખાત્રી થઈ છે કે આ ચોપાનિયું આપણી કોમને માટે ઘણું ઉપયોગી થઈ પડયું છે. ખુદાપાક આપણ સર્વે ઇસલામી ભાઈઓને નેક તોફીક દીએ કે એ ન ચોપાનિયાંની નસીહતોથી ફાયદો ઉઠાવી મને હમેશાં ખેરથી યાદ ફરમાવે.

હવે મુરબ્બીઓ હું આપ સાહેબોથી માફી ચાહી આપના ખીજમતમાં નસીહતના બે બોલ મૂકવાની રજા લઉં છું. જો કે હું સારી પેઠે જાણું છું કે નાને મ્હોડે મોટી વાતો કરૂં છું તથા "ખુદ ફજીહત બાજાઓને નસીહત" પણ આપ સાહેબોએ મારા હાલ ઉપર વિચાર ન કરતાં સમજવું કે અગર દિવાલ ઉપર પણ કંઇ નસીહત લખેલી હોય તે ઉપર પણ આપણે અમલ કરવું જોઇએ.

મેં ઘણીવાર વિચાર કીધો કે અરે જીવ જે કરશે તે ભરસે તેમાં તને શાનો સંતાપ? કોઇ તારી વાત સાંભળનાર છે? પરંતુ મારા ઈખ્તિઆરની લગામને હદીસ શરીફે પકડી ને તેથી મારૂં દિલ આ લખાણ ઉપર ખેંચાયું. હઝરત ફરમાવે છે કે માણસ જાતને નસીહત કરવાની ત્રણ તરેહ છે. પહેલી એ કે બુરા કામ કરનારને દબાણ કરી રોકવો. બીજી એકે અગર દબાણ નહીં કરી શકતો હોય તો સમજુતી આપી રોકવો, અને ત્રીજી એ કે અગર દબાણ પણ ન કરી શકે અને સમજુત આપીને પણ ન રોકી શકે તો તેના તરફથી દિલમાં બુરાઇ રાખે. અને હજરતનો કોલ છે કે આ છેલ્લો દરજ્જો ઇમાનના ઝઈફ હોવાનો સબબ છે તેથી ખુદા તઆલાનો મોટો એહેસાન છે કે મને બીજા દરજામાં પેદા કીધો અને તેથીજ આ લખવાને હું શકિતવાન થયો છું. મારે તો ફકત નસીહત પોહોચાડવાનું કામ છે ફરી માનવું કે ન માનવું એ આપ સાહેબોનો ઇખ્તિઆર.

રંગ રાગ તથા વાજુ ગાજું બિલકુલ હરામ છે એની સાબેતી કરવાની કાંઇ જરૂર નથી. કારણકે તેતો સર્વે ભાઇઓ જાણે છે. પણ તેની બુરાઇઓ જે ખુલ્લી માલમ પડે છે તે જાહેર કરવી જોઇએ. આપણી કોમમાં નાચ, કુમાણીઓ તથા ઢોલકીનો રિવાજ ઘણો છે તેને દુર કરવાની ખુદા પાક સૌને તોફીક દીએ. નાચ, કુમણીઓ તથા ઢોલકીની બુરાઇઓ એક બીજા સાથે સરખાવતાં આપણને માલમ પડે છે કે

કુમાણીઓ તો હરામજાદીનાં નાચ કરતાં પણ વધારે બુરી છે, કારણકે નાચ તો મરદોમાં થાય છે અને તેની બુરાઈઓ મરદો ઉઠાવે છે, પણ કુમાણીઓ તો ઓરતોમાં બેઠી ગાય છે અને વેષ પણ કાઢે છે, જેથી મરદો કરતાં ઓરતોનું તે બુરાઈઓમાં ફસવું વધારે નુકસાનકારક છે. કારણકે કુમાણીઓ જે ગાય છે તેયા તો ખુદા અને રસુલની તારીફ અથવા ઈશકના ગાયનો અથવા ફાહેશ ગાલ ગલોચ હોય છે. ત્યારે એ ત્રણેમાં ખુદા અને રસુલની તારીફ તો બહુજ કમ હોય છે. કમ હોવાનું કારણ એકે કુમાણીઓ તો ફકત મોજ શોખને માટે બોલાવવામાં આવે છે. અને ખુદા અને રસુલની તારીફમાં મોજશોખ કયાંથી આવે ? આ ઉપરથી સાબેત થાય છે કે કુમાણીઓના ગાવામાં ઈશકી વાતો તથા ખુલ્લી બેહયાઈની વાતો ઘણી હોય છે. ત્યારે વિચાર કરો કે આપણી કોમ સફર કરનારી છે જેથી બૈરાં લાંબી મુદત વગર ધણીએ કાઢે છે, હવે એવી ઇશકની અને બેહયાઇની વાતો જયારે તેઓ સાંભળે ત્યારે તેઓની શહવત જોર કરે એ મરદો કરતાં વધારે નુકસાનકારક હોય કે નહીં તે ખુબ ગોર કરી સમજો.

વળી જરા ગફલતના પરદા ઉઠાવી જુઓ કે જેઓને નાચ રંગ જોવાનો ઘણો શોખ હોય છે તેઓ કંઇ નહીં તો બે ચાર ગજલો પણ મ્હોડે યાદ કરી લે છે. આપણી કોમના વીશથી પાંત્રીશ વર્ષની ઉમરવાળાઓનું હાલ તપાસ્યાથી તે સારૂ માલમ પડશે. ત્યારે મજકુર કાયદા પ્રમાણે કુમણીઓની સાંભળનારીઓએ પણ કેટલીક ગજલો યાદ કીધી હશે. એમપણ સાંભળવામાં આવ્યું છે કે જેમ મરદો નાચની મજલિસમાં પોતાની પસંદગીના ગાયનોની હરામજાદીને ફરમાશ કરે છે તેમ ઓરતો પણ કુમણીઓ પાસે પોતાની પસંદગીની ગજલો બોલાવે છે. આ ઉપરથી ખુલ્લું જણાઈ આવે છે કે ઓરતોને ગજલની બેચાર કડીઓ તો જરૂર યાદ હોવીજ જોઈએ, ત્યારે આગળ જતાં શું ન શીખશે?

આપણી કોમમાં જો આપણે તપાસીએ તો તેમાં સર્વે નમાઝી નહીં નીકળશે તેમ સરવે બે નમાઝી પણ નથી. શરિઅતવાલા કહે છે કે રાત્રે એટલી જોરથી ઈબાદત ન કરો કે જેથી બીજાઓને તકલીફ પોહોચે. ત્યારે વિચાર કરો કે આખી રાત આવા બુરા કામમાં ધાંધલ કરવાથી પાડ પડોસી નમાઝીઓને જે ઈજા થાય અને તેઓની સવારની નમાઝ જાય એ કેટલા દરજાના વબાલનું કામ છે તે સોચો.

પરદામાં બેસનાર માણસની નઇઅત અગર બુરા કામ તરફ થાય તોપણ તે કરી શકે નહીં કારણકે તેને લોકોનો બાક રહે છે. પરંતુ જયારે કોઈ માણસ આગળ દોરવનાર મળે તો પછી તેની ભુરકીમાં આવી, ચરિત્ર શીખી, ભુંડા કામ કરવા તૈયાર થાય છે, ત્યારે આ ડુમણીઓને કુટણીઓ કરતાં કમ દરજે ગણવું નહીં. ત્યારે જો એના બંધ કરવાના ઉપાય નહીં લેશો તો એમ માલમ પડશે કે આપણી મા બેનો પાસે કુટણીઓ જાહેર રીતે આવે અને આપણે તેઓને ન રોકીએ એ કેટલા દરજાની મૂર્ખાઇ છે તે અક્કલ મંદ માણસો ખુદ સમજશે.

ગાવા વગાડવા તથા નાચવાનો ધંધો બહુ નીચ છે. જેઓ નાનપણમાં એ ધંધો કરે છે તેઓ ઘડપણમાં પેલી કહેવત પ્રમાણે "જુવાનીમાં છીનાળું તો ઘડપણમાં કુટણપણું" જરૂર કરશેજ. એ ઉપરથી સમજવું જોઈએ કે અગરજો ઓરતોને શરૂઆતથીજ એવાં બુરા કામો કરતાં ન અટકાવીએ તો આગળ જતાં તેઓ બેશરમ થઇ છટેલ નીવડે એમાં કાંઇ તઅજજુબ નથી.

જે જગ્યાએ ડુમણીઓ ગાય છે ત્યાં સર્વે વગર ધણીની તેમજ સર્વે ધણીવાલીઓ હોતી નથી. ત્યારે વગર ધણીવાલીઓને તો બુરાં લક્ષણો સુઝે એમાં નવાઇ જેવુ નથી, મગર ધણીવાલીઓ પણ કેટલીક બુરાઇઓ શીખે છે. [illegible] જ્યારે રંગ રાગ સાંભળવા જાય છે ત્યારે પોતાના

ખાવિંદની રજા લઇને જાય છે કે નહીં ? જો કહો કે વગર રજાએ જાય છે તો એથી મોટી બુરાઇ બીજી કઇ હશે. નફીલ રોઝાને વાસ્તે શરિઅતવાલા એમ કહે છે કે પોતાના ખાવિંદની રજા લઈને રાખે, કારણકે કદાચ તેના ખાવિંદનો ઇરાદો દિવસે સુવાનો હોય. ત્યારે રાતની વખતે એવાં ભુંડા કામમાં પોતાના ખાવિંદની રજા વગર શામીલ થાય તો એ કેવી બુરાઈ તે તમે સમજો. અને રજા લઇને જાય તો એ કેવી શરમની વાત છે કે ઓરત પોતાના ખાવિંદને ઉલ્લુની માફક દરવાન બનાવી ઘેર સુવડાવી નાચ રંગમાં જાય એવા માણસનું જીવવાથી મરવું બેહતર છે. હાય અફસોસ, આજે કેવો વખત આવ્યો !

એ તો સાધારણ કાયદો છે કે એક ચીજ જ્યારે મોટા માણસોને ત્યાંથી નીકળે ત્યારે બીજાઓને ત્યાં તે થયા વગર રહેજ નહીં. અને રહેતાં રહેતાં તે રીવાજ એટલે દરજે થઈ પડે છે કે તે ચીજ વગર કાર થાયજ નહીં. જેમ દાખલા તરીકે આપણી કોમમાં કોઇ લગન વગર નાચે થતું નથી, અને જો કદાચ થાય તો લોક તેને બોલે છે. એવીજ રીતે આ કુમાણીઓની બુરી રસમ જેમ આપણી કોમમાં ચાલુ છે તે રહેતાં રહેતાં એટલે દરજે કાયમ થઈ જશે કે તે વગર બિલકુલ ચાલશેજ નહીં. જેથી બિચારાં ગરીબો ઉપર એક મોટો જુલમ આવી પડશે. માટે આ વખતમાં એના બંધ કરવાની તદબીર કરવી જોઇએ નહીંતો આગળ જતાં જરૂર મોટી ખ્વારી થશે.

બીજું આપણી મુસલમાની કોમ બીજી કોમોમાં વખાણાયલી છે અને બીજી કોમોના લોકોનો ધર્મ સંબંધી આપણે વિષે સારો વિચાર છે અને જ્યારે આવા દરચૂસી-પણાના કામ એટલે કે આપણે ઘેર પડયા રહીએ અને આપણી મા બેનો તથા બેરી ગાવું સાંભળવા જાય ત્યારે આપણે વિષે લોકોનો જે સારો વિચાર બંધાયલો છે તે બિલકુલ નાશ થયા વગર રહે કે નહીં ? માટે આપણે પોતાની આબરૂ જાળવી રાખવાની તદબીર [illegible]વી જોઇએ

આલેમોનો કોલ છે કે ગુનાહ ગુનાહને ખેંચે છે અને એ કોલની સચ્ચાઈ ડુમાણીઓનાં મામલાઓમાં જોવામાં આવે છે; તે એ કે ડુમણીઓ ફક્ત ગાય છે એટલુંજ નહીં પણ તેની સાથે બીજાં પણ ઢોંગ કરે છે—જેવા કે કોઈ તો ઝાડુ લઈ કૂદે છે, કોઈ મરદનો વેશ ધારણ કરે છે, કોઇ પેટે માટલુ બાંધી જાણવાનું ડોળ દેખાડે છે અને ફાહેશા કલામ બોલે છે. એ ઉપરાંત બીજાં પણ કેટલાક નાલાયક કામો થાય છે જેનું આ જગ્યાએ જાહેર કરવું મુનાસીબ નથી.

આપણી કોમમાં ઢોલક વગાડવાનો રીવાજ એટલો તો સાધારણ થઇ ગયો છે કે નજીવા કારણસર દશ વીશ મા બેનો એકઠી થઈ ઢોલકી વગાડવા મંડી જઈ ગાય છે. એતો ડુમાણીઓ કરતાં પણ વધારે ભૂંડું. કારણકે ડુમાણીઓ તો મજલિસે જમેલી હોય છે તેમાં ગાય છે અને તેઓમાંની જે કોઇ નફ્ફટ હોય તેજ ભરી મજલિસમાં નફ્ફટાઈ કરે પણ બીજીઓને તો મુલાહેઝો રહે છે. મગર ઢોલકી વખતે એવી કાંઈ મજલિસ ન હોવાથી ઓરતો બેશરમ થઈ નફ્ફટ બોલતાં અચકાતી નથી. માટે એ વાતનો બંદોબસ્ત નહીં થશે તો આગળ જતાં તેઓને બદ કલામ બોલવાની આદત થઈ જશે. અને એનું પરિણામ ઘણુંજ ખરાબ નિવડશે. જેને ઢોલક વગાડતા આવડે તેને ગાયન તો શીખવુંજ જોઇએ. ત્યારે ગાવા જાણે, વગાડવા જાણે એવાને જો કોઈ ભૂંડે રસ્તે દોરવનાર મલે તો ફરી એ ધંધો ઇખ્તિઆર કરે એમાં નવાઈ શી !

મારા સાંભળવામાં આવ્યું છે કે કેટલીએક ઢોલક વગાડનારીઓ જો કે જાહેર રીતે ગાવા વગાડવાનો તેઓનો ધંધો નહીં હોવા છતાં કેટલીક જગ્યાએ પૈસા લે છે, ત્યારે ઓ મુરબ્બીઓ, આપણી મા બેનો એ ધંધો કરે માં તમે રાજી થશો ? કદીજ નહી.

ડુમણીઓને તો લગન વગેરે મોટા પ્રસંગે બોલાવવા માં આવે છે પણ ઢોલકનો જ્યારે બોહોળો રીવાજ થઈ જશે તો "હિંદુસ્થાન બડા મકાન ઘરઘર તબલા ઘરઘર તાન" એ કેહેવત આપણનેજ લાગુ પડશે.

હાલમાં તમે જુઓ છોકે જે આ બેનોને ગાવા વગાડ વાનો શોખ થઈ ગયો છે તેઓ જયારે સાંભળે છે કે ડુમણી ઓનો તથા ઢોલકીનો રિવાજ બંધ કરવાની કોશીશ થાય છે ત્યારે તેઓ ઘણી નાખુશી બતાવે છે, તરેહવાર બહાના કરે છે, અને આખરે પોતાના ખાવિંદને ઉંધું ચતું સમજાવી બંદોબસ્ત તોડવાની કોશીશ કરે છે. પણ ખુદા ન કરે એનો શોખ પૂરતો થઇ જાય તથા ગાવા વગાડવાના શોખવાળાં વધી જાય તો ફરી આગળ જતાં તેઓને બંધ કરવાને કોઈ પણ ઉપાય રહેશે નહી.

દરેક ગુનાહની ખાસિયત એવી છેકે તેથી દિલ કાળું થઈ જાય છે જેથી તે કામમાં ફરીબી તે ફસે છે, પણ ગાવા વગાડવામાં બીજા ગુનાહો કરતાં લોહ ચુંબક માફક એક જૂદીજ તરેહની ખેંચાણ થાય છે. જેવીકે ઢોલક તથા તબલાના ઠેકાઓ વખતે હાથ પગ અને માથું ખુદબખુદ હાલે છે, એ નાચ મુજરો જોનારાઓ ઉપર કંઇ છુપું નથી. તો તેજ મસ્તીમાં સાહેલીઓ નાચવા મંડી જાય એમાં શી નવાઈ ?

જેમ ઢોલકના શરૂ રિવાજમાં શરમા શરમી હતી અને હાલમાં તે રિવાજ જારી રહેવાથી જેમ શરમ ઉઠી ગઇ છે તેમજ ખુદા ન કરે નાચવાથી પણ ઉઠી જાય તો તમે પોતે સમજી લીયો કે કેટલી બુરાઈ થઇ અને એવુ થવાથી લજવાશે કોણ—મરદો કે ઓરતો.

ઘણી ખરી ઈશકની ગજલો જે ગવાય છે તેની અ પ્રમાણે મતલબ હોય છે "યારની તલબગારછું-તેના દીદાર ની મુશતાક છું-ખુદાને વાસ્તે કોઈ તેને મારી પાસે લાવ—યા વગર કાલ થઈ ગઇ છું-તેની જૂદાઇથી મરવા પડી છું અગર મારી બગલમાં આવી જઇ બોસો લીએ તો મ દીલ ટાઢું થાય વગેરે." એવા મઝમુન ગાનારીઓ-

ભાઈ વગેરે સાંભળે (કારણકે ગાનારીઓ જોરથી ગાય છે) તો ફરી ખ્યાલ કરો કે તેઓના દિલ જો ગેરતવાલા હશે તો કેવાં કાંપશે? અને જો ગેરતવાલા નહીં હશે તો બેશક તેઓ દરયૂસ હોવા જોઈએ. વધારે શું લખું, એની બુરાઈઓ આપ પોતેજ વિચારી જુઓ.

વળી જુઓકે આપણે વિષે એક નકલ મશહૂર છે કે "મીયાંભાઈકી શાદીમે ધીંગાણા બોહોત–ખાના પીના થોડા ઓર કુત્તાકી મોત." એની મતલબ એવી છે કે આપણા લોકો નાચ રંગ વગેરે ધાંધલમાં પૈસા બરબાદ કરવા માટે એટલા તો મખ્યાત છે કે બીજી કોમના લોકો આપણી નઠારી ચાલ ચલણનો દાખલો લેતા થઈ ગયા છે. અફસોસ આપણે માટે એ કેવી મોટી શરમની વાત!

હવે ખુદા તઆલાના ફઝલો કરમથી આપણી કોમ પહેલાં કરતાં ધંધા રોજગારમાં આગળ વધવા લાગી છે અને ભવિષ્યમાં હજી આપણાં વધારે સુખી થવાના ચિન્હ માલમ પડે છે. ત્યારે કમાઈ વધવાના સબબથી એ ધીંગાણાઓ અગર બંધ નહીં કરશો તો આગળ જતાં ઘણાં વધી જશે એ ખુલ્લું છે. ત્યારે આપણને લાઝિમ છે કે આપણી બદ ચાલનો જે બટ્ટો આપણને લાગ્યો છે તેને એવા હરામ અને ભૂંડા કામોથી બચી દૂર કરવાની કોશીશ કરવી જોઈએ. અને જો ઉપરની નસીહતો પ્રમાણે ચાલી એવી બુરી રસમો તરક કરશો તો મજકૂર બદનામીથી છુટી દીન દુનિઆ બન્નેનો લાભ લેશો.

પ્રથમ જેમ આપણે ત્યાં છોકરૂં પેદા થતું તે વખતે હીજડાઓ વધાઈ લેવા આવતા તે આપણા મુરબ્બીઓએ જેમ હિંમત કરી તેમના મનહુસ કદમને બિલકુલ બંધ કીધા છે તેવીજ રીતે આ કામોમાં પણ હિંમત રાખી કોશીશ કરશો તો જરૂર આવા બુરા કામો બંધ થઈ જાય એમાં અજાયબ નથી, અને જે મરદો છે તેમની આગળ કાંઈ મોટું કામ નથી.

આપણી કોમમાં સૌ સુખીએ નથી તેમ દુઃખી પણ નથી. પણ એકંદર જોતાં ગરીબોનો ભાગ વધારે છે. તેઓ જયારે શાદી કરવા નીકળે છે ત્યારે તેમને શાહુકારનું ઘર પહેલાં શોધવું પડે છે. અગર થોડા ઘણાં રૂપિઆ પાસે હોય તોપણ સાહુકારનો ખરોજ. હવે સાહુકાર પાસેથી વ્યાજે રૂપિઆ કઢાવતી વખતે દલાલની દલાલી કોથલી ખોલામણી તથા વટાવ વીગેરે તો રૂપિઆ લેતાંજ લાગુ પડે છે. બાકી ના જે રૂપિઆ મલે તેમાંથી અર્ધા ઉપરાંત તો આવા બુરા કામોમાં હરામ રસ્તે વપરાય છે તો જો એવી નઠારી રસમો ન હોયતો થોડા રૂપિઆમાં કામ ચાલ્યું જાય. મુસલમાનના પૈસા કોઈ બીજો ખાય નહીં અને આપણે એટલા બધા કરજના ખાડામાં પડીએ નહીં.

શાદી થયા પછી ધણીધણીઆણી ઓછામાં ઓછા ચાર પાંચ માસ એકઠા રહેવાથી તેઓમાં ઇખલાસ મોહબત વધે છે અને એજ કારણથી હઝરત નવા પરણેલા માણસને લશકરમાં મોકલતા નોહોતા. આપણાં લોકો પરદેશથી કમાઈ લાવી વતનમાં ઘેર બેસી ખાય છે, વતનમાં કોઈ તરેહનું કમાવવાનું સાધન નથી. ત્યારે જો નાચ ડુમણીઓ ઢોલક વગેરેનો નકામો ખરચ નીકળી જાય તો તેઓ પોતાના કમાઇ લાવેલા પૈસામાં વધારે દિવસ રહી શકે. નહીં તો આવા આવા નકામા અને બેહુદા ખરચોમાં પૈસો ઉડાવી દેવાથી ટુંક મુદતમાં પાછા પરદેશ ફરવાની તેમને ફરજ પડે છે.

ઘણાંખરા લોકો શાદી કરવાને પોતાના ઘરબાર ગીરો મુકી વ્યાજે રૂપિઆ લાવી એવા એવા બુરા રિવાજો કે જેમાં તેને ખરચ્યા વગર રહેવાતું નથી, તેમાં ખરચી નાંખે છે પણ શાદી થઇ ગયા બાદ એક બે મહિનામાં ખરચની તંગી પડવાને લીધે પોતાની ઓરતના ઘરેણાં ઉતારી લઈ ગીરો મુકવાનું તેનું દિલ થાય છે. જો ઓરત નેક હોય તો પોતાના ઘરની ઈજતની ખાતર ધણીનું કહયુ માની ઉતારી આપે છે પણ જો કોઈ હઠીલી હોય અને નહી આપે તો બેઉ વચ્ચે જરૂર અણબનાવ થયા વગર રહેતો નથી માટે જો આપણે જે

ખોટા કામોના અટકાવનો બંદોબસ્ત કરી એ રૂપિઆને એવા હરામ રસ્તે ન ખરચી ઘરેણાં લઈએ તો મહરના કરજથી છૂટીએ એટલા વ્યાજથી બચીએ, અને જો ખાધાખાઇમાં રાખીએ તોપણ ધણી ધણીઆણીને ઘણી મદદ મલે.

હવે ટુંકમાં - એટલુંજ કહેવાનું કે ઉપર બતાવેલી નાચ કુમણીઓ તથા ઢોલકીની બુરી રસમો ઉપરાંત બીજી ઘણી ખરી રસમો શાદી વગેરે પ્રસંગે જોવામાં આવે છે જેવી કે વાજું ગાજું—તેલ પીઠી, મંડવાને દિવસે રીતની થાંભલી, ઘોડો તથા નાવ, કંગનો, જલવો, સાહનક સોહાગણો, વગેરે વગેરે. એ રસમો પણ ઘણી બુરી છે અને એવા ઇસરાફ ખરચથી કોઈ તરેહનો ફાયદો નથી બલકે પૈસાની હરામ રસ્તે બરબાદી અને ખુદા અને રસુલના હુકમની ના ફરમાની. એ વાતની બુરાઇઓ ફિકહે મુબીન તથા ફિકહેઆસાનમાં લખેલી છે.

એ નઠારા કામો બંધ કરવા સામે અગર ઓરતો વાંધો ઉઠાવે કે એવી એવી રસમો કાઢી નાંખશો તો લગન વગેરેમાં કોઇ તરેહની ગંમત પડશે નહીં અને વળી કેટલાક સગાં વહાલાં પણ આવશે નહીં, તેના જવાબમાં તેમને એટલુંજ કહેવાનુ કે ખુદા અને તેના રસુલને રાજી કરવું તમને મંજુર છે કે તમારા સગાં વહાલાઓને ? કારણકે શરિઅત પ્રમાણે કાર કરવાથી ખુદા અને તેનો હબીબ રાજી થાય છે. અગર ઓરતોના ઉંધા ચત્તા સમજાવ્યાથી ખોટે રસ્તે દોરાઈ પોતાના સગાંવહાલાઓને ખુદા તથા તેના રસુલ કરતાં વધારે ગણી બિદઅતોના કામ કરશો તો ફરી આખેરતમાં શફાઅતને માટે કોની પાસે જવું છે—તે વખતે તો હઝરત મોહમ્મદ (સલ્લલલાહો અલેહે વસલ્લેમ) સિવાય મા બાપ ભાઇ બેન તથા ફરજંદ વગેરે કોઇ કામ આવશે નહીં. માટે ઓ ભાઈઓ ! હઝરતની શફાઅતની ઉમેદ રાખી આ ચંદરોજની ફાની દુનિઆમાં ખુદા અને તેના હબીબની રજામંદીનાં કામો કરો જેથી આખેરતમાં શરમિંદગી થાય નહીં.

આપણી કોમમાં એ સિવાય બીજી એટલી બધી બુરાઇઓ દાખલ થઇ ગઇ છે કે જો ભાઇઓ તમે અક્કલના કોડીઆમાં શરિઅતનું તેલ પૂરી પોતાના ચલણોના ઓરડામાં તપાસ કરશો તો સેંકડો માલમ પડશે. પણ તે સર્વેથી તમને વાકેફ કરવું એ જાણે જાણીતાઓને જણાવ્યા બરોબર છે અને ચોપાનિયામાં જગ્યા પણ નથી.

એક માણસે યાકુતનો પાહાડ જોયો અને તે યાકુતો લેવા, પાસે આવી જૂએ છે કે યાકુતના નાના કકડા નીચે પડેલા છે, પણ ઉપર ઊંચી કિંમતના મોટા મોટા કકડા પડેલા છે, તે લેવા જોઇએ એવું ધારી ઉપર ચઢવા લાગ્યો પણ તે પાહાડના પથ્થર એવા તો તેજ હતા કે જે ચઢે તેના પગ કપાય. પણ તે માણસે સારા જવાહિરાતની લાલચે ઉપર ચઢવા શરૂ કીધું. જેમ જેમ ઉપર ચઢતો ગયો તેમ તેમ તેના પગ કપાતા ગયા. પણ તેનો ખ્યાલ જવાહિરાતપર હોવાથી પગનું નુકસાન તે વખતે માલમ પડ્યું નહીં. પછી જવાહિરાત લઇ નીચે આવવા લાગ્યો ત્યારે પેલા પગનું દરદ માલમ પડ્યું જેથી નીચે ઉતરી શકયો નહીં અને છેવટે ત્યાંજ મરણ પામ્યો. એવીજ રીતે નાચ રંગના શોખથી દીનનું નુકસાન હાલમાં માલમ પડતું નથી. પણ છેવટે નુકસાન જરૂર માલમ પડશે અને તે વખતે પસતાવવું કામ આવશે નહીં ને હલાક થશો (હિદાયત)

ખુદા તઆલા તેના પ્યારા હબીબના તુફેલથી આપણને દીનની મોહબત અને રાહે રાસ્તપર ચાલવાની તોફીક દીઓ.

બિદઅતો શિર્કસે અલ્લાહ બચાલે હમકો
સાથ ઈમાનકે દુનિઆસે ઉઠાલે હમકો
અપની રહમતસે ખુદાયા તું નિભાલે હમકો
હશ્રમે ફરદ મોહમ્મદકે હવાલે હમકો

**આમીન.**